થતી આવતી પાકી વંશવર્ણનની શૈલી ઉપરથી જણાઇ આવે છે કે પ્રવરસેન પહેલાના સમયમાં તો સંસ્કૃતમાં લેખો તથા દસ્તાવેજો લખવાની શૈલી લાંબી વપરાશથી સ્થિર થઇ હતી. સમુદ્રગુપ્ત તથા તેના અનુગામીઓ એ વાકાટક લેખન શૈલીને જ બરાબર અનુસરે છે.

કૌમુદી-મહોત્સવ વાંચતાં જણાય છે કે આ જ સમયમાં સારી-પેઠે સામાજિક પુનરૂજ્જીવન પણ થયું હશે. વર્ણાશ્રમ વ્યવસ્થા પાછી સજીવન કરવામાં આવી. હિંદુઓની ધર્મચુસ્તતા ફરી સજીવન થઇ. કુશાનોના અમલ દરમિયાન હિંદુસમાજમાં પેઠેલા સડાઓને ધોઇ નાં-ખવા વાકાટકોના સમયનો હિંદુસમાજ ખૂબ મથી રહ્યો હતો. આ હિંદુત્વ શુદ્ધિની હીલચાલને પ્રવરસેને ખૂબ પોષી એટલું જ નહિ, પણ બહુ મોટા પ્રમાણમાં પોતાના આખા સામ્રાજ્યમાં તેનો ફેલાવો કર્યો.

એ જ વાકાટકોના સમયમાં સ્થાપત્યમાં ગંગા અને યમુના રાષ્ટ્રીય ઉત્થાનની સંજ્ઞારૂપ બની ગયાં. સાતવાહનોના સમય સુધીનાં સ્થા-પત્યના પાઠોનો સમાવેશ કરતા મત્સ્યપુરાણમાં શિવ, વિષ્ણુ કે બીજા દેવોનાં મંદિરો પર અલંકાર માટે ગંગા કે યમુનાની પ્રતિમાઓ મૂકવાનો કાંઇ જ ઇસારો નથી. કલાકૃતિ તરીકે ગંગા યમુનાની પ્રતિમાને સ્થાન અપાયું તેનું કારણ એની પાછળ રહેલો રાજકીય અર્થ અથવા સંકેત છે. ગંગા તથા યમુનાની એ પૂજામાં ફરીવાર જ્યાં વૈદિક સનાતન ધર્મ ચાલુ થયા એ ગંગા તથા યમુનાની વચ્ચેના આંતરવેદી પ્રદેશની પરદેશી-ઓના હાથથી થએલી મૂક્તિનું સૂચન છે. ભૂમરા તથા નચના આગળનાં મંદિરોમાં એ બે નદીઓની સૌંદર્યભરી પ્રતિમાઓ નાગ—વાકાટક સંસ્કૃતિ-ના પ્રતિબિંબ રૂપ છે. વાકાટકો ખરેખર બહુ સપ્રમાણ અને સુડોળ આ-દમીઓ હતા. વાકાટકોના અમલ નીચે પ્રતિમાવિધાન તથા હુબહુ ચિત્ર-વિધાન બહુ ચેતનવંતાં બન્યાં હતાં. અજંટા તેમના સીધા અમલ નીચે હતું.—જાળીદાર બારી, ગવાક્ષ-છજું, ઉપસતા શિખરનો પ્રકાર, ગુંચળાવળના નાગનો નાગપાસ; કોતરકામ તથા અલંકારવાળી બારસાખો, ચોખંડું મંદિર વગેરે એરન, ઉદયગિરિ, દેવગઢ તથા અજંટામાં પૂરી

અભિવૃદ્ધિ પામતી સ્થાપત્યની વિવિધ પદ્ધતિઓનાં બીજ નચના આ-ગળનાં વાકાટક મંદિરોમાં જોવામાં આવે છે.

સિક્કાઓની બાબતમાં પણ કુશાનોના દેખાવડા સિક્કા પાડવાની પ્રથાનો ત્યાગ કરી તેમણે પહેલાંની હિંદુ ઢબના સિક્કા પાડવાનું શરૂ કર્યું. આથી એમ નથી સમજવાનું કે કુશાનોના જેવા સિક્કા પાડવાની કળા તેમનામાં નહોતી; પણ દેશનાં દુશ્મન રૂપ અને જેને તેઓ અધર્મી મ્લેચ્છ ગણતા હતા તેના સિક્કાઓનું અનુકરણ કરવાનો તેમને અણગમો હતો.

વાકાટકોએ પોતાનું રાજ્યતંત્ર ભારશિવો પાસેથી લીધું હતું અને આગળ જતાં સમુદ્રગુપ્તે એ વાકાટકોનું રાજયતંત્ર જ લીધું હતું. એ બંનેએ મૂળના ભારશિવોના રાજ્યતંત્રમાં કેટલાક ફેરફાર દાખલ કર્યા હતા. વાકાટકતંત્રમાં તેમના સીધા અમલ નીચે એક મોટું મધ્યસ્થ રાજ્ય હતું. તેમાં બે પાટનગરો રહેતાં, તથા તે ઉપરાંત તેમના હાથ નીચે સંખ્યાબંધ પરંપરાપ્રાપ્ત સુબાગીરિઓ ભોગવતા સુબા હતા. આ સુબાઓ મોટે ભાગે સમ્રાટ્‌ના સગા અથવા લગ્નસંબંધથી જોડાએલા સગા હતા. આ ઉપરાંત મધ્યસ્થ અને સામ્રાજ્યસત્તા ભોગવતા રાજ્યનું આધિપત્ય સ્વીકારતાં સ્વતંત્ર ગણરાજ્યોનું મંડળ પણ એ તંત્રના ભાગ રૂપ હતું. ભારશિવોના સમયમાં મધ્યસ્થ રાજ્ય અને ગણરાજ્ય મંડળ એ બે સરખી કક્ષાનાં અંગ હતાં જ્યારે વાકાટકોના સમયમાં મધ્યસ્થ રાજ્ય એ સૌથી વધારે અગત્યનું અને આગળપડતું અંગ બની ગયું હતું.

વાકાટકો ધર્મે ચુસ્ત શૈવ હતા. રૂદ્રસેન બીજાના અમલ દરમિયાન તેની પત્ની પ્રભાવતી ગુપ્ત તથા તેના સસરાના પ્રભાવ નીચે એક પેઢી સુધી વૈષ્ણવ ધર્મ ચાલ્યો, પણ ચંદ્રગુપ્ત બીજાની અસર દૂર થતાં, રાજકુટુંબમાં વળી પાછો મૂળનો જ શૈવધર્મ ચાલુ થયો. વાકાટક સમયનાં મંદિરોનાં ખંડિયેરો સ્પષ્ટરીતે શિવના સંહારક રૂપનાં છે. નાગ-વાકાટકોનું વિશિષ્ટ લક્ષણ તેમની શિવભક્તિ છે જ્યારે ગુપ્તોનું વિશિષ્ટ લક્ષણ તેમની વિષ્ણુભક્તિ છે.